બાળગ્રંથાવળી :: ત્રીજી શ્રેણી :: ૧૫

# અસ્તેયનો મહિમા

: લેખક :

ધીરજલાલ ટોકરશી શાહ

:: બાળગ્રંથાવળી કાર્યાલય, અમદાવાદ ::

બાળગ્રંથાવળી ત્રીજી શ્રેણિ ૧૫.

# અસ્તેયનો મહિમા

લેખક :

ધીરજલાલ ટોકરશી શાહ.





આવૃત્તિ પહેલી ∴ સંવત ૧૯૮૭

મૂલ્ય સવા આનો.

# અસ્તેયનો મહિમા.

સોમદેવ ને વસુદત્તની મિત્રતા જગજાહેર હતી. લોકો કહેતા કે આવો સ્નેહ તો બે માજણ્યા ભાઇ વચ્ચે પણ ન હોય. વાત સાચી હતી. બંનેને એક બીજા વિના ગોઠતું નહિ. સોમદેવ વસુદત્તને ન જુએ તો કાંઈ કાંઈ થઈ જાય ને વસુદત્ત સોમદેવને ન જુએ તો કાંઈ કાંઈ થઇ જાય.

મિત્રતા સરખા વચ્ચે જ જામે છે ને સરખા સાથેજ ટકે છે. બંનેની ઘરની સ્થિતિ પણ સરખીજ હતી એટલે તેમની મિત્રતા એવી ને એવી ટકી હતી.

એક વખત સોમદેવને વિચાર થયો: જેણે દુનિયા જોઇ નથી તેનું જીવતર નકામું છે માટે દેશ દેશાવર જોવા ને નવીન જ્ઞાન મેળવવું. વળી વેપારીના પુત્ર છીએ તો અનેક જાતના નવીન ધંધા પણ ખેડવા ને પૈસાની પ્રાપ્તિ કરવી. વસુદત્તની સલાહ લીધી. સોમદેવ પોતાનાથી દૂર જાય એ વસુદત્તને વસમું લાગ્યું છતાં તેણે આગ્રહને વશ થઈ હા પાડી. સોમદેવ શેઠ તો ઝપાટાબંધ વહાણુ બંધાવવા લાગ્યા ને કરીયાણાં એકઠાં કરવા લાગ્યા.

જ્યારે બધી તૈયારીઓ થઇ, ત્યારે સોમદેવ શેઠને વિચાર આવ્યો કે હું પરદેશ તો જઉં છું પણ મારો પુત્ર ધનદત્ત ઉખડી ગયેલ છે. નથી એને ઘરની પરવા, નથી એને કુટુંબની પરવા. એ તો ખાઇ પીઇને મસ્ત થઇને ફરે છે. એ તો ધન બધું ફના કરી નાંખશે. માટે લાવને જે કિમ્મતી વસ્તુઓ છે તે એકઠી કરી વસુદત્તને ત્યાં મૂકું.

તેણે એક કરંડિયો (પેટી) લીધો ને માંહી મહા મૂલ્ય-વાળાં પાંચ રત્ન મૂકયાં. પછી આજુબાજુ સોનાનાં ને ઉપર રૂપાનાં ઘરેણાં મૂકયાં. કરંડિયો એવી રીતે તૈયાર કરી છાનોમાનો તે વસુદત્તને ત્યાં ગયો ને કહ્યુંઃ આ એક કરંડિયો સાચવજે. વસુદત્તે કરંડિયો ઠેકાણે મૂકયો.

૨

સોમદેવે તો ભારે સફરો કરી. અનેક બેટ ને અનેક જાતનાં લોકો જોયાં. તેમના જુદા જુદા રીત-રીવાજો જોયા ને વેપાર કરવાની રીતો જોઇ. પોતે પણ ખુબ બાહોશી બતાવી ધંધો કર્યો. તેમાં ઘણું ધન પ્રાપ્ત કર્યું. લાંબી સફરો પછી જ્યારે ઘર તરફ વળવાનો માણસને વિચાર થાય છે, ત્યારે તેના મનપર જુદીજ અસર થાય છે. સોમદેવને પોતાનું ઘર, પોતાનું કુટુંબ, પોતાનો મિત્ર સાંભર્યાં. પોતાનું ગામ ને પોતાના સ્નેહીઓ સાંભર્યાં. એમને મળવાની તીવ્ર ઉત્કંઠા થઈ ને વહાણ ઘર ભણી હંકાર્યાં.

કુદરતની શોભા જોવાના રસિયા શેઠ દરિયાનાં મોટાં મોજાંઓ જુએ છે, દૂર દૂરના બેટો નિહાળે છે, ખલાસીઓ ગાનતાન કરતા હલેસાં મારે છે ને ખારવાઓ સઢ સંભાળે છે. સુકાનીઓ સુકાન ફેરવે છે ને માંજ-રીઓ ઉંચે ચડી મારગ જુએ છે. એવામાં એક માંજ-રીએ બૂમ પાડીઃ કોઈ જહાજ આ તરફ ધસ્યું આવે છે. એના દેખાવપરથી એ વેપારી જહાજ લાગતું નથી. શેઠ કહે, "બધા સાવધાન થાવ. ગાનતાન મૂકી દો. નક્કી એ દરિયાના લુંટારા હશે." વાત સાચી નીકળી. વહાણ પાસે આવતાંજ હલ્લો થયો. શેઠના નોકરો બહાદુરીથી લડયા

પણ માર્યા ગયા. વહાણુ ચાંચીઆઓના હાથમાં પડ્યું. શેઠ તો ભયના માર્યા થથરી ઉઠ્યા. પણ સારૂં થયું કે ચાંચીઆઓએ તેમને જીવથી ન માર્યા. એક નિર્જન બેટમાં ઉતારી મૂક્યા.

સોમદેવ શેઠ તો બેટનાં ફળફૂલ ખાય ને હંમેશાં દરીઆકિનારે બેસી કોઈ વહાણુ આવે એની રાહ જુએ. મનમાં વિચારે કે નસીબનો ખેલ ન્યારો છે. જો કુટુંબમેળા લખ્યા હશે, તો કોઇપણ વહાણુ આવી ચડશે. નહિતર આ બેટમાં જીવન પૂરૂં કરીશું. શેઠના ભાગ્યે એક દિવસ જોર કર્યું. એક વહેપારી વહાણુ ત્યાં આવી ચઢ્યું. તેના માલિકે શેઠની વાત સાંભળી માનપૂર્વક અંદર બેસાડ્યા ને કેટલાક દિવસે કિનારે ઉતાર્યા.

સોમદેવ શેઠ તો બહુ અનુભવ લઇને ઘેર આવ્યા. કુટુંબ આખાને વાત કરી. સહુ સાંભળી સજ્જડ થઇ ગયા. કોઇ કહે, 'હવે એવી દરીઆઇ મુસાફરી કરવી નહિ,' તો કોઈ કહે, 'જો એવું થવાનું જ હોય તો ઘેર બેઠે પણ થાય,' પણ શેઠ જીવતા પાછા આવ્યા એજ ઘણું છે.' એમ માની સહુ આનંદ પામ્યા.

સોમદેવને ધનના નાશનો બહુ અફસોસ ન હતો; કારણકે પોતાની પાસે હજી પાંચ અમુલ્ય રત્નો તથા દરદાગીના છે એવી હુંફ હતી.

સોમદેવ આવ્યાના સમાચાર સાંભળી વસુદત્ત ઉતાવળો ઉતાવળો મળવા આવ્યો. ધનનાશથી જરા અધીરા થએલા સોમદેવે પહેલાંજ પ્રશ્ન કર્યો: કેમ પેલો કરંડિયો સલામત છે ને? વસુદત્ત કહે, "હા, જેવો તું મૂકી ગયો છે એવોને એવોજ પડ્યો છે." પછી સફરની

વાતો નીકળી ને મોડી રાતે બંને મિત્રો જુદા પડયા.

રસ્તામાં ચાલતાં ચાલતાં વસુદત્તને વિચાર આવ્યો કે સોમદેવે સહુથી પહેલાં કરંડિયાનો સવાલ કેમ કર્યો ? એમાં જેવી તેવી વસ્તુ હોય તો જાણવાની એટલી બધી જિજ્ઞાસા ન થાય. માટે જોઉં તો ખરો કે એમાં એવું શું છે ? ઘેર જઈ તેણે કરંડિયો ખોલ્યો. પહેલાં રૂપાનાં ઘરેણાં નીકળ્યાં. પછી સોનાના દાગીના નીકળ્યા. પછી ઝવેરાત ને છેવટે ઘણાંજ કિંમતી પાંચ રત્ન નીકળ્યાં. 'અહાહા ! આટલું બધું ધન ! આ ધન તો સાત પેઢી વાપરે તો પણ ન ખુટે !' તેનું મન ડગમગવા માંડયું. તેને વિચાર આવ્યો કે મારા દીલોજાન દોસ્તની એ મિલ્કત છે. વળી વિશ્વાસે મારે ત્યાં મૂકી ગયોછે. માટે મારે આવો વિચારજ કરવો ન જોઇએ. ફરી વિચાર આવ્યો: મિત્રોય ઠીક છે ને વિશ્વાસ પણ ઠીક છે. આટલું ધન હશે તો મિત્રોય મળશે ને ધર્મ પણ કરી શકાશે. માટે આવી તક ગુમાવવી નહિ. રત્નને હાથમાં લેતાં ધ્રુજાટ છૂટયો. જાણે કોઇ અંતર કોરી ખાતું હોય એમ લાગ્યું. પણ એનીએ અવગણના કરી અંદરથી રત્નો ઉપાડી લીધાં ને પાછો કરંડિયો હતો તેવોને તેવોજ બંધ કરી દીધો.

બીજા દિવસે સોમદેવ વસુદત્તને ત્યાં ગયો. 'આવો સોમદેવ, આવો.' કહી તેણે આવકાર આપ્યો. પણ હર વખત જેવી નિર્મળતા એ અવાજમાં ન હતી. નરી કૃત્રિમ-તાજ તરતી હતી. સોમદેવની દૃષ્ટિ નિર્મળ હતી. એટલે તેણેએ કાંઇ પારખ્યું નહિ. સોમદેવે કરંડિયો માગ્યો એટલે વસુદત્તે તે આપ્યો, અને કહ્યું કે સોમદેવ ! તારો કરંડિયો

સંભાળી લે. સોમદેવે વસુદત્તથી કદી જુદાઇ અનુભવી ન હતી. એટલે તેને આ વચન ઘણુંજ વિચિત્ર લાગ્યું. તે જરા ખીજાઇને બોલ્યો: શું મને તારા પર અણુવિશ્વાસ છે ? વસુદત્ત જરા ઝંખવાણો પડી ગયો. મનમાં ને મનમાં બબડયો: હા ! કેવા વિશ્વાસુ મિત્રનું મેં સર્વસ્વ હરી લીધું છે ! પણ બીજી ક્ષણે તે વિચાર દૂર કરી ભવિષ્યમાં ખબર પડે તો શું જવાબ આપવો એના વિચાર કરવા લાગ્યો. સોમદેવ કરંડિયો લઇ ઘેર ગયો

એકાંત જગાએ જઇ કરંડિયો ખોલ્યો તો માંહી રત્ન નહિ. 'આ શું ?' તેના મનમાં ધ્રાસકો પડયો. વખત છે બહાર કાઢેલાં ઘરેણાંમાં તો તે નહિ રહી ગયાં હોય. એમ ધારી તેણે ઘરેણાં ફેરવી ફેરવીને જોયાં, પણ રત્નો હતાંજ નહિ તો કેવી રીતે નીકળે ?

ધનનાશને નહિ ગણકારતાં અત્યાર સુધી તેણે જે હિમ્મત રાખી હતી, તે હવે ખૂટી પડી. તેનું લોહી ઠંડુ પડી ગયું. હાથ પગ નરમ થઇ ગયા. શરીરે તો પરસેવો પરસેવો થઈ ગયો. શેઠનું મગજ બહેર મારી ગયું. થોડી-વારે જ્યારે ભાન આવ્યું ત્યારે વિચારવા લાગ્યા: શું વસુ-દત્ત મારૂં ધન ઓળવે ? એને જોઇતું હોય તો મારી આગળથી કયાં નથી લઈ શકતો ? પણ કોણ જાણે ધન જોઈને એની બુદ્ધિ બગડી પણ હોય ? અનુભવીઓ કહે છે કે 'ધન દેખી મુનિવર ચળે' તે ખોટું નથી. પણ એને પૂછવું શી રીતે ? એવું પૂછતાં મારી જીભ શે ઉપડશે ? આવા આવા વિચાર કરી આખરે તેણે નિર્ણય કર્યો કે વસુદત્તને જઇને ખાનગીમાં પૂછવું. તે વસુ-દત્તને મળ્યો ને પૂછયું કે મારાં પાંચ રત્નો આ કરંડિયામાં

નથી. તેં જોયાં ? ' સોમદેવ ! શું બોલે છે ? કાંઇ ગાંડો થયો કે શું ? તારો કરંડિયો સાચવ્યો તેનું આ ફળ ?, વસુદત્તે કહ્યું. સોમદેવ તેના બોલવાથી સમજી ગયો કે નક્કી વસુદત્તે રત્ન લીધાં છે. પણ તે હવે માનશે નહિ. 'શું કરૂં ? મારા વ્હાલા મિત્રનેજ રાજદરબારમાં ઘસડી જવો ? અનેક વખત આ પ્રશ્ન મનમાં ઉઠયો પણ પોતાનું સર્વસ્વ જવાથી તેને એ સિવાય બીજો માર્ગ સૂઝયો નહિ. તેણે રાજા આગળ જઇ બધી વાત કહીને ફરિયાદ કરી. રાજા કહે, 'ગભરાશો નહિ ! તમારૂં સાચ હશે તો તમે જરૂર જીતશો. તમારા રત્નના માપ ને મૂલ્ય આપી જાવ.' સોમદેવને આ વચનથી કાંઈક નિરાંત વળી. તેણે રત્નોનાં માપ ને મૂલ્ય લખાવ્યાં.

: ૪ :

રાજાએ નગરમાં જાહેર કર્યું છે કે રત્ન જડીત મુગટ ઘડાવવો છે એટલે બધા ઝવેરીઓ પોતપોતાનાં રત્નો લઈ રાજદરબારે જાય છે. વસુદત્ત પણ પેલાં પાંચ રત્નો લઇ રાજદરબારમાં ગયો. રાજાએ કહ્યું:તમે બધા તમારાં રત્નો નિશાન કરીને તથા નામ લખીને મૂકી જાવ. રાતના નિરાંતે જોઇ કાલ નક્કી કરીશું કે કયા રત્નો ખરીદવા. બધા ઝવેરીઓ રત્ન મૂકી ઘેર ગયા.

રાતે રાજાએ સોમદેવને બોલાવ્યો ને બધા રત્નો ભેળસેળ કરી તેના રત્નો ખોળી કાઢવા કહ્યું. સોમદેવે તો તરત પોતાનાં રત્નો પારખી કાઢયાં. રાજાને ખાત્રી થઇ કે સોમદેવ સાચો છે. તેણે કહ્યું: સોમદેવ ! કાલે રાજસભામાં આવજે. અને વસુદત્ત રત્નનું મૂલ્ય કહેવા જાય ત્યારે તારી ફરિયાદ દાખલ કરજે. સોમદેવ એ શિખામણ માથે ચઢાવી ઘેર આવ્યો.

બીજે દિવસે રાજસભા ભરાઈ, ત્યારે બધા ઝવેરીઓ હાજર થયા. રાજાએ કહ્યું : પ્રધાનજી ! આપણે પસંદ કરેલાં રત્નો કાઢો. પ્રધાને પેલા પાંચ રત્નો કાઢયાં. વસુદત્તતો રાજી રાજી થઇ ગયો ને ઉભો થઇને બોલ્યોઃ એ રત્નો મારાં છે. "એની કિંમત શું છે ?" રાજાએ પ્રશ્ન પૂછયો. વસુદત્ત તેનો જવાબ આપે તે પહેલાં સોમદેવ બોલી ઉઠયોઃ ફરિયાદ ! ફરિયાદ ! મહારાજા ફરિયાદ ! એ રત્ન તો મારાં છે. વસુદત્તે વિશ્વાસઘાત કરી ચોરી લીધાં છે. વસુદત્ત આ સાંભળતાં જ આભો થઇ ગયો. પહેલી ક્ષણે તો શું જવાબ દેવો તે પણ વિચાર થઇ પડયો. રાજાએ પૂછયું : વસુદત્ત ! આ સોમદેવ શું કહે છે ? વસુદત્ત કહેઃ મહારાજ ! જુઠી વાત, એણે ધન બધું ગુમાવ્યું છે એટલે ગળે પડે છે. રાજાએ એ સાંભળી પૂછયું કે આ રત્નો તમારી પાસે કેટલા વખતથી છે. ? 'ત્રણ પેઢીથી' વસુદત્તે તદ્દન જુઠો જવાબ આપ્યો. રાજા કહે, "એનો કોઇ શાક્ષી છે ?" "હા, મહારાજ ! ઘણા શાક્ષી છે." વસુદત્તને આ બોલતાં પેટમાં તેલ રેડાઇ ગયું, છતાં ઉપરથી નિર્ભયતાનો ડોળ કરી બોલ્યો. " તો તમારા સાક્ષીને હાજર કરો." રાજાએ આગળ કામ ચલાવ્યું. વસુદત્તે ધનની લાલચ આપી કોઇ ગરીબ ડોસાને સાક્ષી તરીકે ઉભો કર્યો.

રાજાએ તેને સવાલ પૂછયો, "તમે વસુદત્તને ત્યાં પાંચ રત્નો જોયાં છે ?"

ડોસો—હા મહારાજ !

રાજા—કેટલા વખતથી ?

ડોસો—નાનો હતો ત્યારથી.

રાજા—એના રંગ કહેશો ?

ડોસો ગભરાયો. લોચા વાળવા માંડયો. રાજા કહે, "સિપાઇઓ ! જાવ, જુઠ્ઠી સાક્ષી ભરનાર આ ડોસાની જીભ કાપી નાખો." ડોસો ગભરાયો. ધન લેવા જતાં જીભ ખોઈ. તે કરગરવા લાગ્યોઃ ગરીબ પરવર ! ભૂલી ગયો. મને રત્નની ખબર નથી. વસુદત્તે મને પૈસા આપી જુઠ્ઠી સાક્ષી ભરવા કહ્યું છે. સાક્ષી ખુલ્લો પડી જતાં વસુદત્તના હાજા ગગડી ગયા. ધરતી માગ આપે તો સમાઇ જાઉં એવું થયું. રાજાએ હુકમ કર્યો કે થાપણ ઓળવનાર ને મિત્રનો વિશ્વાસ-ઘાત કરનાર આ દુષ્ટના હાથ પગ કાપી નાંખો. રાજ-સેવકોએ વસુદત્તને પકડયો. તે વખતે સોમદેવથી જોયું ન ગયું. ગમે તેટલું ભૂલ્યો તોયે એક વખતનો તે મિત્ર છે. તેની આ વલે કેમ થવા દેવાય ! તે રાજાને ઘુંટણીએ પડયો ને પોતાની ખાતર તેને એવી શિક્ષા ન કરો એવી પ્રાર્થના કરી. રાજાએ કહ્યું: જા, તને અત્યારે આના લીધે જવા દઉં છું, પણ જ્યાં મારી આણ વર્તતી હોય ત્યાં તારે રહેવું નહિ. તારી માલમિલ્કત બધી જપ્ત કરવામાં આવે છે.

: ૫ :

વસુદત્ત ધનવાન થવાના લોભમાં રસ્તાનો ભિખારી બન્યો. એક થાપણ સાચવવા માટે—ચોરી માટે તેનું જીવન ખારૂં ઝેર થઇ ગયું. કોઇ દૂરના રાજાએ તેના કુટુંબને આશરો આપ્યો. પણ ઘરની જાહોજલાલી કયાં ?

વસુદત્તને આ ફટકો ખુબ લાગ્યો. તેનું શરીર દિવસે

દિવસે બગડતું ગયું ને તેના દિવસો ગણાવા લાગ્યા. એથી એણે પોતાના પુત્ર ધનદત્તને પાસે બોલાવી શિખામણ દીધી કે બેટા! તું એક પ્રતિજ્ઞા લે. ધનદત્ત કહે, "આપ આજ્ઞા કરો તેવી પ્રતિજ્ઞા લેવા તૈયાર છું." વસુદત્તે કહ્યું કે અણુદીધેલી વસ્તુ કોઈની લેવી નહિ. શાસ્ત્રમાં એને અદત્તાદાન વિરમણવ્રત કહે છે. આ નિયમની મહત્તા નહિ સમજનાર આ લોક ને પરલોકમાં દુઃખી થાય છે. તું મારી હાલત તો નજરે જુએ છે એટલે વિશેષ શું કહું? ધનદત્તે પિતાના કહેવા પ્રમાણે પ્રતિજ્ઞા લીધી. થોડા વખતમાં વસુદત્ત મરણ પામ્યો. ધનદત્તે તેની ઉત્તરક્રિયા કરી ને તેના સ્મરણમાં એક નાનો સરખો ચોતરો બંધાવ્યો. તેમાં તેનું નામ, મરવાની તિથિ વગેરે લખ્યું.

ધનદત્તે થોડા વખતમાં પોતાના પ્રમાણિકપણાથી નામ કાઢયું. તેની દુકાને કોઈ નાનો આવે કે મોટો આવે પણ સરખોજ ભાવ. કોઈને ઓછું આપે નહિ, કોઈનું વધારે લે નહિ. માલમાં સેળભેળ કરે નહિ. કોઈને જીભાન આપે એટલે તેજ પ્રમાણે વર્તે. આ કારણોથી તેની દુકાને સહુ કરતાં વધારે ઘરાકો આવવા લાગ્યા ને થોડા વખતમાં તેને ખુબ પૈસા મળ્યા.

બીજા વેપારીઓ આ જોઈ ઈર્ષ્યા કરવા લાગ્યા: આપણી દુકાને ઘરાક નહિ ને બધા આને ત્યાંજ કેમ જાય છે! તેઓએ એમ વિચાર ન કર્યો કે આપણે લોકોને છેતરીએ માટે લોકોનો આપણાપર વિશ્વાસ નથી. એમાંના એકે ધનદત્તને સપડાવવા બાજી ખેલી. એક

દિવસ તે ધનદત્તની દુકાન પાસેથી પસાર થયો ને પોતાની હીરાની વીંટી પાડી દીધી. તે ધનદત્તના જોવામાં આવી એટલે તેણે બૂમ મારી: 'એ ભાઈ! તમારી વીંટી પડી ગઇ!' પેલા ભાઇ દેખાવ કરી પાછા ફર્યા ને વીંટી ઉપાડી લીધી. ખોટો ખોટો ઉપકાર માન્યો. વળી બીજા કોઇ પ્રસંગે તે દુકાને આવ્યો ને ઘણીજ કિમ્મતી વીંટી તેના ગલ્લામાં સેરવી દીધી. પછી તે પસાર થઈ ગયો. અહીં કાંઇ કામ પડયું એટલે ધનદત્તે ગલ્લો ઉઘાડયો. અંદર કિમ્મતી વીંટી જોઇ તે વિચારમાં પડયો કે આ વીંટી કયાંથી આવી હશે? લાવ ગામને જાણ કરૂં કે જેની વીંટી ખોવાતી હોય તે ખાતરી આપી લઇ જાય. એ વખતે પાસે એક મિત્ર બેઠો હતો તે બોલ્યો: ધનદત્ત! આમ લક્ષ્મી ચાંલ્લો કરવા આવી છે ત્યારે શા માટે મ્હોં ધોવા જાય છે? માટે વીંટી છાનોમાનો રાખી લે. ધનદત્ત કહે, "મારે અણદીધેલી વસ્તુ નહિ લેવાની પ્રતિજ્ઞા છે. કોઈ પણ કારણે એવી વસ્તુ મારાથી ન રખાય." મિત્ર કહે, "તો મને આપી દે. એક તો તારો મિત્ર છું ને ઘરનો ગરીબ છું એટલે તને ખુબ પુણ્ય થશે." ધનદત્ત કહે, "પણ જે વસ્તુ મારી નથી તેનું દાન કરવાનો મને અધિકાર શું છે? દાન તો તેજ કહેવાય કે જે ન્યાયપૂર્વક મહેનત કરીને મેળવેલા ધનમાંથી સ્વપરહિતની બુદ્ધિથી અપાય. કોઇની પડી ગયેલી, ખોવાઈ ગયેલી, વિસરાઇ ગએલી, થાપણ મૂકેલી, એવી વસ્તુઓ લેવી એ પણ ચોરીજ છે. માટે એ કામ મારાથી નજ થાય." "પણ એમાં દોષ શું છે?" પેલા મિત્રે

પ્રશ્ન કર્યો. ધનદત્ત કહે, "એમાં અનેક પ્રકારના દોષ છે. એક તો આત્માનું હિત બગડે ને બીજું વ્યવહારમાં નુકસાન થાય. ચોર તરીકે એક વખત છાપ પડે તો માણુસો નાતમાંથી એકડો કાઢી નાખે, પૈસાની ધીરધાર બંધ કરી દે, વળી રાજા સખત શિક્ષા કરે ;અને એમ છતાં ચોરીનું ધન આડું અવળું વેડફાઇ જાય. ખરા ખપમાં આવે નહિ. માટે તારે અવળો રસ્તો બતાવવાની જરૂર નથી." મિત્ર કહે, "શાબાશ, ધનદત્ત ! શાબાશ. આતો તારી કસોટીજ હતી. તું કશાથી લોભાય છે કે નહિ તે મારે જોવું હતું." પછી વીંટી નાખનાર કોણ હશે એ પર બંને વિચાર કરવા લાગ્યા. તેમાં પેલો શેઠજ વીંટી નાખી ગયો હશે એમ અનુમાન કર્યું. તે બંને શેઠ પાસે ગયા ને નમ્રતાથી કહ્યું: શેઠજી ! એક કામમાં તમારી સલાહની જરૂર છે તો આપશો ? શેઠ જરા ખમચાયો પણ પછી હા પાડી.

ધનદત્ત કહે, " જો કોઇ ચોરીનો આરોપ મૂકે તો તેની શું વલે કરવી ? "

શેઠ સમજી ગયા કે એ પોતાની પર છે છતાં જવાબ આપ્યો કે તેને રાજદરબારે લઈ જવો.

"તો આપને લઈ જવા કે નહિ ? સાચું કહેજો પેલી વીંટી ગલ્લામાં કોણ નાંખી ગયું ?" તેણે પૂછ્યું. શેઠ પોતાની યુક્તિ પકડાઈ ગએલી જોઈ પસ્તાયો ને સાચું માની ગયો. ધનદત્ત પોતાની સારી સ્થિતિ જોઈ નિરંતર

વિચાર કરે છે કે આ બધો મહિમા અદત્તાદાન વિરમણવ્રતનો છે. માટે તેનું બરાબર પાલન કરવું.

હવે એક વખત ધનદત્તના મૂળ ગામના રાજાને ખબર પડી કે વસુદત્તનો પુત્ર ધનદત્ત બહુ સદ્ગુણી ને લાયક નીવડયો છે માટે તેને તેડાવવો. તેમણે રાજના માણસો મોકલ્યા. ધનદત્ત ઘેર જવા તૈયાર થયો તે વખતે પેલા ઇર્ષ્યાળુઓએ વિચાર કર્યો: આ ધનદત્ત હાથે પગે ખાલી આવ્યો હતો ને ક્રોડોની માલમિલ્કત લઈ જાય છે. એ તો ઠીક નહિ. માટે કોઇપણ ઉપાયે તેનું ધન પડાવી લેવું. પછી તેમણે એક બનાવટી ખાતું પાડી તેની પાસે બાર લાખ ટકા રાજાના આગળના લેણા છે એવું બતાવ્યું. ચોપડાને ધુમાડાપર ધરી તેને જૂનો બનાવી દીધો. પછી રાજાને કહ્યું કે આ ધનદત્ત તો ઘેર ચાલ્યો. માટે તમારૂં જે લેણું છે તે લઇ લ્યો.

રાજાએ ધનદત્તને બોલાવ્યો ને પેલું ખાતું બતાવ્યું. ધનદત્ત કહે, આ સંબંધમાં હું કાંઇ જાણતો નથી. મારા ચોપડા જોઇને જવાબ આપીશ. તેણે ઘેર આવી ચોપડા ફેંદ્યા, પણ કાંઇ નીકળ્યું નહિ. તેણે રાજાને જણાવ્યું કે મારા ચોપડે એવું નામું નીકળતું નથી. એ વખતે દુષ્ટ પ્રધાન બોલ્યો: વાણીઆ તો લુચ્ચા હોય. એમના બોલ્યાપર વિશ્વાસ શો ? માટે જે છે તે સાચું છે ને પૈસા ભરી દો.

ધનદત્તે એને માટે થોડી મુદત માગી ને જામીન રાખી ઘેર આવ્યો. ત્યાં વિચારમાં પડયો. પછી ફરતાં ફરતાં

પિતાના ચોતરા આગળ આવ્યો. પિતાની છેવટની ઘડી તેની આંખ સામે તરવરવા લાગી. પિતાનાં એ દર્દ ભર્યાં નેત્રો, સ્નેહ ભરી વાણી ને પોતાના પરનો અથાગ પ્રેમ યાદ આવ્યો. તેની આંખમાં આંસુ આવ્યાં. તે ચોતરાને વળગી પડયો. ત્યાં પિતાની મરણતિથિ તેની નજરે પડી. પેલા ચોપડામાં તો આ પછીની તિથિ છે એમ તેને એકાએક યાદ આવ્યું. ને મોટું સંકટ પાર ઉતરી ગયો. તેણે જઇને રાજાને વાત કહી ને રાજાએ ખાતરી કરી તેને જવા દીધો.

: ૬ :

મહા પ્રમાણિક ધનદત્ત શેઠ ગામમાં પધારે છે. એ જાણતાં રાજાએ ભારે સામૈયું કર્યું. એ સામૈયામાં ગામનાં મોટા મોટા શેઠ શાહુકાર તથા રાજ્ય અધિકારીઓ હતા. સર્વેના મુખમાંથી એકજ વાત નીકળતી: ધન્ય ધનદત્ત શેઠ ! ધન્ય તમારી પ્રતીજ્ઞા !

ધનદત્ત આ વખતે એકજ વિચાર કરતો હતો કે આ બધી ચડતીનું મૂળ અદત્તાદાન વિરમણવ્રત છે. મેં તો હજી એનું ઉપર ઉપરથી જ પાલન કર્યું છે. સાધુ મુનિરાજો જેટલું નહિ. અહા ! એમના જેટલું શુદ્ધ સ્વરૂપે હું આ વ્રત ક્યારે પાળી શકીશ ? આમ વિચાર કરતાં સામૈયું પૂરૂં થયું ને રાજસભામાં દાખલ થયો.

રાજાએ બધાની સમક્ષ તેના પ્રામાણિકપણાની પ્રશંસા કરીને તેને પ્રધાનની પદવી આપી.

પ્રધાનની પદવી એટલે કાંટાની પથારી. રાજાને રીઝવવો ને પ્રજાને પણ રીઝવવી અને એમ છતાંએ કોઇને

નારાજ ન કરવા. ધનદત્ત પોતાની કુનેહથી ને સચ્ચાઈથી એ પદવીને પણ પૂરી શોભાવી શકયો ને અંતે આત્માનું કલ્યાણ કરવા નિવૃત્તિ પરાયણ થયો.

જ્યારે આવા પુરુષો ઉપદેશ દે, ત્યારે લોકોને અસર થાય એમાં નવાઇ નથી. એ એકજ ઉપદેશ આપતો: અણદીધું કોઈનું લ્યો નહિ. વ્યાપાર ઉદ્યોગમાં પણ પૂરેપૂરૂં પ્રામાણિકપણું જાળવો. વેપારમાં પ્રામાણિકપણું ચાલી શકે નહિ એ તદ્દન ભ્રમ છે. એક વખત તમને આ વસ્તુનો રંગ લાગશે એટલે આપો આપ આગળ વધી શકાશે. ધનદત્તે આ રીતે અસ્તેય યાને અદત્તાદાન વિરમણવ્રતના પાઠ લોકોને પઢાવ્યા ને સારા રસ્તે ચઢાવ્યા.

અસ્તેયનો મહિમા અનેરો છે.

---

